# बत्रीसाना बां॰  डनी बुमो.

આપણા પ્રાંતના લોકોને જાણ થવા વાસ્તે

બનાવનાર


## व्यास इच्छाशंकर अमथारामे


છપાવી પ્રસિદ્ધ કરી.




## અમદાવાદમા

મામાની હવેલીમધ્યે યુ॰ પ્રિં॰ અને જ॰ એ॰ કંપનીના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી.

સંવત ૧૯૩૧——સને ૧૮૭૫

કીંમત બે આના.

# बत्रीसाना बीगाडनी बुमो.





દોહરો.

બત્રીસે બીગાડીઉ, ખોટો કરીઓ એ[illegible]
રાજનગરને રોળીયું, આઝી થઈ અપાર[illegible]

રાગ પરજ.

દૈવ કોપ દુનીઆંમાં થયોરે,
ઘણા જનનો ઘાણજ ગયોરે. ટેક.
આરાધના ઈશ્વરની કરીને,
સારદા વસજો મુખ;
રાજનગરની રઈયતને માથે,
દુનીઆંને પ્રગટ્યું દુઃખ. દૈવ કોપ૦ ૧
સંવત ઓગણીસ બત્રીશા,
વરસ વિક્રમનું કહેવાય;
ભોગ જોગે માસ આવ્યો ભાદરવો,
પાંચ મંગળ જેમાં થાય. દૈવ કોપ૦ ૨
સંને પંચ્યોતેરની સાલે,
સપ્ટેંબર સારો માસ;
તારીખ એકવીસમીએ હદ્યુજ ભાળી,
તાજી લીધી તપાસ. દૈવ કોપ૦ ૩

અસાડ માસમાં આંખો તણાવી,
મુળગો આવ્યો નહીં;
સાવણમાં સોડ તાણી સુતો,
કો કહે વરસાદ કહી. દેવ કોપ૦ ૪
સાંકડીશેરીમાં સોનીના દીલમાં,
માતાજી તતપર થઈ;
આસને અંબાજી આવ્યાં હુધાડે ખડકે,
ત્યારે સોનીની સટકી ગઈ. દેવ કોપ૦ ૫
પછે શહેર ઉજાણી સાહેબે કહાડી
માતાની અતીશે અપાર;
ભાધરવા સુદ પડવે ને દીવસે,
પીતા થયા તઈયાર. દેવ કોપ૦ ૬
ઈસાનમાંથી ચઢી ચઢીને,
આવ્યો આખો માસ;
ગંગાજી ગાંડાં થઈ બેઠાં,
ઉછળવાનો અભ્યાસ. દેવ કોપ૦ ૭
વીજળીને વા કોરણ વરસાદ,
કાટકા થાય કકડાટ;
ઉત્તર દીશામાં અતીશે વરસ્યો,
ગાજ્યો ઘણો ગગડાટ. દેવ કોપ૦ ૮
અમદાવાદની સાભ્રમતીમાં,
અતીશે પુર અપાર;

નરનારી જઈ નીરખે નદીએ,
વીવેકે કરે વીચાર. દેવ કોપ૦ ૯
માંહો માંહે એક એકને કહેતા,
પુલપર ઉભા રહી;
હેંશી વરસ મુજને થવા આવ્યાં,
પુરનું પાણી હાવું નહીં. દેવ કોપ૦ ૧૦
પુલપર પેલે પાર ગયાતા,
જોવા લાગણા લોક;
ફોજદારે ફરી હેઠા ઉતાર્યા,
સૌને થાય શોક. દેવ કોપ૦ ૧૧
બંદોબસ્ત પોલીસનો રાખ્યો,
ચઢવા દેવા કોઇને નહીં;
ઓચીંતો ઉથલાવી નાંખ્યો,
તરતજ ટુટયો તહીં. દેવ કોપ૦ ૧૨
ત્રાસ પાંમીને ત્યાંથી નાઠા,
જોવા આવ્યા જે જન;
પોલીસના બે માણસ પુરમાં,
ડુબ્યા અષ્ટમી દિન. દેવ કોપ૦ ૧૩
તેમાંનો એક માણસ આવ્યો,
આયુષ્ય બળ અપાર;
બીજા બીચારાની ખબર નથી આવી,
રોતીતી તેની નાર. દેવ કોપ૦ ૧૪

શહેરમાં પાણી સપાટે પેઠું,
ખાનપુર રાયખડ મંહી;
ઘણું ગજબ ગરનાળેથી પેઠું,
તરતજ આવ્યું તહીં. દેવ કોપ૦ ૧૫
પુલ પેહેલો પાછાવાડીનો,
કીધો સાફ મેદાન;
લોક લાખીણાને હાંકી કહાડ્યા,
પણ નવ નાસે નાદાન, દેવ કોપ૦ ૧૬
કલેકટર કહે આ કોપ શોછે,
જોયાં પાણીનાં ચીન્હ;
ભડાકા ભેર ચડ્યા ભદરપર,
જોયું મુકી દુરબીન. દેવ કોપ૦ ૧૭
પરીક્ષા પાણીની કીધી,
હજુ આવશે અપાર;
ઉંચુ હોય ત્યાં ભરો ઉચાળા,
જાઓ દરવાજા બહાર. દેવ કોપ૦ ૧૮
તાળાં તરત ઘરમેં અડકાવી,
નાઠા લઇને જીવ;
ઉપરથી તો વરસાદ વરસે,
આ શું થશે શીવ શીવ. દેવ કોપ૦ ૧૯
રચ્યો રેહેલાં રાતે પડતાં,
ધધડાટ ઘણેરા થાય;

ચગદાયાથી ચીસો પાડે,
કો કોને કહાડવા જાય. દેવ કોપ૦ ૨૦
પખાલી પટાવાળા પોલીસ,
બાવચ્યાં બહુ નીરવાણ;
તાઈ તરકડાં ટળવળ કરતાં,
ઘાંચી મોચીનો વાળ્યો ઘાણ. દેવ કોપ૦ ૨૧
પછે પારશીને પાણીએ પકડ્યા,
બંગલા પાડ્યા બહુ;
તાજાં કરાવેલાં તરતજ તોડ્યાં,
કોનાં કોનાં હું કહું. દેવ કોપ૦ ૨૨
કારંજામાં ઘણો કેરજ વાળયો,
કકળાટ કરે કલપાંત;
બાર ફૂટ બારણું ઉંચુ મંચરજીનું,
ભારે જેની ભ્રાંત. દેવ કોપ૦ ૨૩
ચારે બાજુથી માર પાણીનો,
બંગલામાં વાગ્યો બહુ;
પાણીના મોજા ઉંચા અતી ઉડે,
કેઈ કેઈ રીતનું કહું. દેવ કોપ૦ ૨૪
આજુ બાજુ પારશીના બંગલા,
ઘણું પાણી થયું પેર;
નવરોજજી શેઠ બંગલામાં નોતા,
વળીઓ તાંહાં કાળો કેર. દેવ કોપ૦ ૨૫

કાવશજી મંચરજી કારંજાવાળા,
તાપો બંધાવ્યો તરત;
રાત અંધારી ભયાનક ભારી,
સૌની લેવા ચાલ્યા સરત. દેવ કોપ૦ ૨૬
ઘણી તસતી એ શેઠને પોંચી,
માણસો તરનારા લઈ;
પાંચ પચાસ આપવાના કરીને,
દસ ગણા દામજ દઈ. દેવ કોપ૦ ૨૭
ઘણા ઘણા જીવ ઘરમાં બચાવ્યા,
તાપો લઈ ફરીઆ બજાર;
પીપનો તાપો જીવતદાન આપો,
એમ કરતા સૌ પોકાર. દેવ કોપ૦ ૨૮
પોતાના બંગલામાં લાવીને,
દુઃખીઆને દવા પાઈ;
પોતાને મુકામે સુખમાં સુવાડયા,
બચાવ્યાં જઈ ધાઈ ધાઈ. દેવ કોપ૦ ૨૯
પારકું પોતાનું એ વેળા ન ગણ્યું,
સારી રીતે કર્યાં સુખ;
બહુ બહાદુરી હીંમત અતીસે,
દીલમાં વેઠયાં દુઃખ. દેવ કોપ૦ ૩૦
હીંદુ કે મુસલમાન જે આદે,
પારસી પુરણ પ્રીત।

ગરીબ બીચારાના જાન બચાવ્યા,
રૂડી કીધી ઘણી રીત. દૈવ કોપ૦ ૩૧
બાદશાહી મુકામ પોતાનો મોહોટો,
ભોંયરામાં જળ ભરપુર;
એ બંગલાને ઈજા કાંઈ નાવી,
નરખી જોયાં સૌએ નુર. દૈવ કોપ૦ ૩૨
સુવા બેસવા અંન જળ આપ્યાં,
કીધાં પરમારથ કામ;
દુઃખીઆ જીવને સુખીઆ કીધા,
રહેશે અવીચળ નામ, દૈવ કોપ૦ ૩૩
વીપત પડી વદ આઠમને દિને,
નોમે આવ્યું પાછું નીર;
ઉચાળા અમદાવાદથી ઉપાડ્યા,
ક્યમ કરી રાખે ધીર. દૈવ કોપ૦ ૩૪
ભુવા કુવા જેવા પડીઆ,
લોકોના ઘરને મહી;
સુવા બેસવાના કાંઈ બગડ્યાં,
કુવા ડળી ગયા કહી. દૈવ કોપ૦ ૩૫
વાઘરીના જેમ પાકેલા આરીઆં,
મુળગો ન હોયે માલ;
ફટ દઈ જેમ ફસકી જાયછે,
હેવા ઘરનાં હવાલ. દૈવ કોપ૦ ૩૬

ઇમારતો કંઈ ઊંચી હવેલી,
ઓટલા વાળીઆપાર ;
બાગ બગીચાં બંગલા કંઈના,
પડીઆ ઢારો ઢાર. દૈવ કોપ૦ ૩૭
કંઈના ડળીયાં વળીયાં નળીયાં,
મળીયાં માણુસની પેર ;
દૈવે દાવા દુનીઆ પર દાખ્યો,
કીયા વરસનું વાળ્યું વેર. દૈવ કોપ૦ ૩૮
જ્યાં જુવે ત્યાં જળ જળ દિસે,
ફટકારે પડતી ફાળ ;
ક્યાં જઇને હવે નાસી જઇશું,
થાસે પ્રલેકાળ. દૈવ કોપ૦ ૩૯
માધવપરૂં સુભાગું રહ્યું નહી,
વહેપારી કેરા વાસ ;
બારડોલ પરૂં તો બેસી ગયુંછે,
હરીપરામાં નાસા નાસ. દૈવ કોપ૦ ૪૦
ફુલપરૂંતો ફસાઈ ગયુંને,
ગાંસડીઓ રૂની રોળાઈ ;
મોટા માલ તણાયા જળમાં,
નાહાસે સૌ ધાઈ ધાઈ. દૈવ કોપ૦ ૪૧
રવા ગોળના ગળી ગયાને,
ખાંડની બેળા થઈ ;

ખીના કુલ્લાં કાચબા જેવા,
તણાંયાં જળને મઈ. દેવ કોપ૦ ૪૨
દેડકાં જેવાં નાળીએર દોડે,
કીધાં સરવે સ્વચ્છ;
કાચના કમાડ હેલકારે હાલે,
મોહોટાં જેવા મછ. દેવ કોપ૦ ૪૩
વહાણના જેવા પેટી પટારા,
તાળાં દીધેલાં તહીં;
ઉછળતાં ઉપડતાં ચાલે,
કહોને આ જાશે કહીં. દેવ કોપ૦ ૪૪
માલ લોકોના ભારે ભારે;
જળમાં તણાંયા જાય;
વેહે વ્યાકુળ થઈ બુમો પાડે,
નજરે તો નવ જોવાય. દેવ કોપ૦ ૪૫
બંદર જેવું બારૂ બન્યું તું,
ભરતા ભારે માલ;
કરમે કાટલા રહ્યા દખાઈ,
હેવા સઉના હવાલ. દેવ કોપ૦ ૪૬
ઉથલાવી પાડ્યાં અંબાજીને,
જાણવા જેવો જોગ;
અંબાજીથી ગંગાજી વધીયાં,
તે બ્રાહ્મણના મળ્યા ભોગ. દેવ કોપ૦ ૪૭

વેહેપારી વીધ વીધના રોયા,
થયું જગતમાં જાણ;
કુંભરને તો તાજા રાખ્યા,
ગરીબની વાળ્યો ધાણ. દૈવ કોપ૦ ૪૮

સકંચ્યા સામટા સુવાડયા,
ઝપાટે વાગ્યાં ઝાડ;
પાણીના જેવું જોર નહી કોઇનુ,
પાડી નાખ્યા કાંઈ પહાડ. દૈવ કોપ૦ ૪૯

લોકોની ખુમો લાએણી ચાલે,
દાઝયાં ગંગા દીસ;
હુનાં પાણી ઉકળતાં વાળ્યાં,
માટે ચડી મન રીસ. દૈવ કોપ૦ ૫૦

ઘણાં ઘણાં ઘરનાળાં તોડયાં,
દો દસ દીધી દોટ;
ગાયકવાડની ગાજે હવેલી,
તેની ત્યાં તોડયો કોટ. દૈવ કોપ૦ ૫૧

ધરમશાળાઓ ધસી ધરણીમાં,
સ્ટેસન પરની તમામ;
કાચી ઇંટો ચણેલી ચોપાસે,
ડુબ્યા સરવે દામ. દૈવ કોપ૦ ૫૨

પુલના ઉપર પાણી ફરીયાં,
કાંપમાં વાળ્યો કેર;

સોલજર સઘળા સામટા નાઠા,
જાણીને ઝાઝું ઝેર. દેવ કોપ૦ ૫૩
શેહેર મધે સુખમાં નવ સુતા,
નહાના મોટા કોઈ;
ઓ પાણી આવ્યું ઓ પાણી આવ્યું,
રૈયત સરવે રોઈ. દેવ કોપ૦ ૫૪
ટ્રેનિંગસ્કૂલમાં લોક સૌ પેઠા,
ભદરમાં ભરપુર;
માથે ગાંસડી બગલમાં બચકા,
બાળક રાખ્યાં ઉર. દેવ કોપ૦ ૫૫
કન્યાસાળામાં કાઠી ભરાઈ,
જોઈ જોઈ હસતા લોક;
મીસનસ્કૂલમાં માણસ આવ્યાં,
સમાવા સૌનો શોક. દેવ કોપ૦ ૫૬
એ સ્કૂલના સાહેબની મડમ,
રહી ગયાં બંગલા માંહી;
કલેકટર સાહેબે કસરતથી કાઢ્યાં,
તાપો મુકયો તંહી. દેવ કોપ૦ ૫૭
ચોટા માંહી ચારે દિશાયે,
પાણી ભરચાં ભરપુર;
વેપારી લોક વલવલ કરતા,
નીરખી જોયાં નુર. દેવ કોપ૦ ૫૮

પતાસાની પોળે પાણી આવ્યું,
હવે રેહેશે કેમ લાજ;
નટવરલાલ શામલાલ લઈ સટકા
વલવ કુળના માહારાજ. દેવ કોપ૦ ૫૯
આચારજીમાં આવી વસિયાં,
આનંદ નહીં કંઈ ઉર;
શ્રાવક સૌકો સામટા જુવે,
નરખ્યું માહારાજનું નુર. દેવ કોપ૦ ૬૦
સાબાસી સૌકો સ્વામીનારાયણને,
આપે અતીશે અપાર;
હવેલી પોતાની ઉઘાડી આપી,
ખાવા ખીચડીઓ તૈયાર. દેવ કોપ૦ ૬૧
બે બે હજાર માણસ ભરાયું,
પોતાના મંદીર મહી;
કંકાશ કળેશ કોઈ નવ કરશો,
ભુખ્યા રેહેવું નહીં. દેવ કોપ૦ ૬૨
શ્રાવક વૈષ્ણવ કે શિવધર્મી,
હિંદુ કે મુસલમાન;
એ સૌ લોકોને આશા આપી,
ખુબ આપ્યાં ખાન પાન. દેવ કોપ૦ ૬૩
વાયદાવાળા શ્રાવક સૌકો,
બાકુવા ચવાણાં લઈ;

ભલા માણસની ભુખ્યો ભાગી,
દીલમાં દીલાસા દેઈ. દેવ કોપ૦ ૬૪

મુનસીપાલના માણસ મોટા,
જેની નોહોતી જોડ;
સેક્રેટરી ગયો તેથી સાબર કોપી,
ખરી પડી ગઈ ખોડ. દેવ કોપ૦ ૬૫

કુલંકી કાળ રૂપે એ ઘોડી,
પાપણીએ લીધા પ્રાણ;
નામ ના આવડે સક્રેટરી કહે છે,
બોલ વરવી વાણ. દેવ કોપ૦ ૬૬

ફોજદાર ચારે પાસે ફરતા,
પોલીસનું પાકું જોર;
જળમાં કોઈને જવા નવ દીધા,
ચટ દેઈ પકડે ચોર, દેવ કોપ૦ ૬૭

માણેકલાલ ને અમથા જમાદાર,
બે જણ જે બહાદુરે;
દરીઆપર ધદરીએ રહાતા,
હીમત હેડે ઉર. દેવ કોપ૦ ૬૮

નાગરદાસને નયણે નીરખ્યા,
રામજી ગુલાંમહુસન;
મનસુખરામની મહેનત જોઈને,
રૈયત થઈ પરસન. દેવ કોપ૦ ૬૯

નંદલાલ લલુભાઈ લાયક,
સૈયદ હુસન ભાઈ;
તાતાસાહેબ દો દીશાએ દોડે,
ફરતા તે ધાઈ ધાઈ. દેવ કોપ૦ ૭૦

ધન્ય ધન્ય હું કલેકટરને કહુંછું,
ચેતાવ્યા સઘળા લોક;
ફરી ફરી આપ્યો દિન રાત્રી,
સમાવે સૌના શોક. દેવ કોપ૦ ૭૧

શાપર દરવાજે ચ્યાર સાહેબ,
બારકોલની મેહેનત બહુ;
બાવા બુડતા બે ચાર બચાવ્યા,
તસ્દી કેટલી કહું. દેવ કોપ૦ ૭૨

માથે ગોળા મુકી દોરડે બાંધ્યો,
ઉપાય કીધા અપાર;
તરત જઈ તાણીને લાવ્યા,
બાવાને કહાડ્યા બહાર. દેવ કોપ૦ ૭૩

બીજી ફરી બાવાને તેડવા,
તરત થયા તૈયાર;
હેલકારે ઝાડ ઉથલાવી પાડ્યું,
પડ્યા વેણ મોઝાર. દેવ કોપ૦ ૭૪

દીપોટી દલમાં બહુ [illegible],
કીધી કૈયતની તપાસ;

પુરે પાણી આગળ તેનું ન ચાલ્યું,
તે પણ પામ્યા ત્રાસ. દેવ કોપ૦ ૭૫
રાયખડને તો રોળી નાખ્યું,
જબઈ જે જમાલપુરે ;
ખાનપર બહુ ખોદી નાખ્યું,
લોક કરે ઝુરે ઝુરે. દેવ કોપ૦ ૭૬
હનમાનને ઉથલાવી પાડ્યા,
માહાદેવનું કહાડ્યું મૂળ ;
સાપરને સામટું સુવાડ્યું,
દરીઆપર રહ્યું દૂર. દેવ કોપ૦ ૭૭
ઉચાળા ભરી ઊંચે વસતા,
માત તાત ને વીર ;
મસીદમાં મુસલમાન આવ્યા,
ત્યાં પણ આવ્યાં નીર. દેવ કોપ૦ ૭૮
સારંગપરમાં સુસવાડે પાણી,
પેઠું ઘરનાળા માંહી ;
ખબડદાર ખાડીઆના લોકો,
તેની તો હીંમત ગઈ. દેવ કોપ૦ ૭૯
મહેતા મુસદ્દી માસ્તર મહોટા,
કરમાં કોદાળા લઈ ;
નીરને કાજે નીકો ખોદાવે,
પાસે ત્યાં ઉભા રહી. દેવ કોપ૦ ૮૦

બારોબાર પાણી કહાડવાનો,
કરિયો કેવો ઉપાય;
તળિયાનો પોળમાં ટેલીઓ ફરીઓ,
ઘર ઘરનું માણસ જાય. દૈવ કોપ૦ ૮૧
ઘર અડકાવી ઉચાળા ભરીઆ,
ગયા ગોમતીપર ગામ;
દો દીશાએ દોડા દોડ કરતા,
ગામમાં ન મળ્યા ધામ. દૈવ કોપ૦ ૮૨
કોઈના સ્ટેશન ઉપર ઉચાળા,
કોઈ બેઠા ગાડી માંહી;
જો જીવીશું તો પાછા આવીશું,
રહેવું અહીંઆ નહી. દૈવ કોપ૦ ૮૩
કોઈ કપાળે કર દેઈ બેઠા,
રોઈ રોઈ કાહાડી રાત્ય;
પાંચ હજાર ઘર પડીઆ રાતે,
પછે થયો પરભાત. દૈવ કોપ૦ ૮૪
દોઢ ક્રોડનું નુકશાન નીરખ્યું,
ગણી જોયુ મન મહી;
ગંગાજીની બેંકમાં સૌ બુડયા,
વેહેપારીની વલે થઈ. દૈવ કોપ૦ ૮૫
કુપમાં પાણી ભેળવી દેતા,
ડરતા ન દીલમાં કાંઈ;

દુધના દુધમાં દામ રલાને,
પાણીના પાણી માંઈ. • દેવ કોપ૦ ૮૬

ચોખામાં ચુનો ભેળવતા,
દાળમાં પાણીને તેલ;
કપટ કર્યાં તેથી ચપટ થઈ બેઠા,
હેવો ઈશ્વરનો ખેલ. દેવ કોપ૦ ૮૭

પીડું થયું કાગડા પીછ જેવું,
ખાસ બજાર ખાવા ધાય;
નરખી નરખી સૌ નીશાશા મુકે,
મુખે બોલે હાય હાય. દેવ કોપ૦ ૮૮

ઘઉં ચોખા દાળ બાજરી બહુની
મગ.મઠ ચણાનું માન;
ગંધાઈ ઉઠયું ઉગ્યા ઝવેરા,
લાખોમણ બગડયું ધાન. દેવ કોપ૦ ૮૯

ઓગણીશામાં અંન લુટાયું,
બેકે બોલ્યું બાવીસ;
ઠરી ઠામ લોકો નવ બેઠા,
ચોવીસે પડાવી ચીસ. દેવ કોપ૦ ૯૦

બત્રીસામાં તો બીગાડ બહુનો,
ધરબોળ ઘાલ્યું ઘરણ;
દુનીઆનું દુખ નથી દેખાતું.
ચતુરનાં ભાગ્યાં ચરણ. દેવ કોપ૦ ૯૧

કાંઠે નદીને કોટ હોવાથી,
રહ્યું સલામત સેહેર ;
કોટ ન હોતતો જોત સહુજન,
વરતાત કાળો કેર. દેવ કોપ૦ ૯૨

વધામણા ઘણાં ગયાં ગંગાયે,
ગાતાં વાતાં અપાર ;
ઈશ્વરી સાહ કરી સહુ જનની,
ઉગારજો નરનાર. દેવ કોપ૦ ૯૩

સરકારને સાબાશી આપુ,
કરવાં પુન્યનાં કામ;
ગરીબના ઘર બાંધવા કાજે,
આપવો અડધો દામ. દેવ કોપ૦ ૯૪

જીવ દયા પ્રતીપાળ જે શ્રાવક,
પ્રેમાભાઈ વીખ્યાત
જેસંગભાઈ ઉમાભાઈ આદિ,
શેઠ મગનભાઈ પ્રખ્યાત. દેવ કોપ૦ ૯૫

રૂડા રણછોડ ભાઈ બેચરદાસ,
રૂડી છે જેની રીત;
દલપતભાઈ ભગુભાઈ આદે,
પુન્ય ઉપર બહુ પ્રીત. દેવ. કોપ૦ ૯૬

ગોપાળરાવ ભોળાનાથ આદિ
વીસાર કરીઓ મન ;

અંબાલાલ મહીપતરાંમ મોટા,
ગરીબને આપે અંન. દૈવ કોપ૦ ૯૭
ભયંકર ભારે રેલ આવીતી,
અમદાવાદમાં અપાર;
મુંબાઇના શેઠીઆ સૌ મોટા,
તેણે કર્યો વીચાર. દૈવ કોપ૦ ૯૮
ન્યુસપેપર વાંચીને નીરખ્યાં,
દીઠાં ભારે દુઃખ;
સભા કરી સૌ સામટા મળીઆ,
સારૂ કરવું સુખ. દૈવ કોપ૦ ૯૯
ફંડની યાદી ફરી સભામાં,
હુંશ અતીશે અપાર;
કોઇએ હજાર પંદરસે ભરીઆ,
કોઇએ બએ હજાર. દૈવ કોપ૦ ૧૦૦
પારશી ભાટીઆ ખોજા ને પારેખ,
દીલના જે ઉદાર;
રકમો રૂડી ભારે ભરેલી,
ઉતમ મદદ અપાર. દૈવ કોપ૦ ૧૦૧
શેઠ દીનસાજી પીટી પોતે,
ધરમના કામમા ધાય;
શેઠ માણકજી પીટી છે મોટા,
કાવસજી ફરામજી કહેવાય. દૈવ કોપ૦ ૧૦૨

વરજીવન દાસ નરોતમ નીરમળ.
મોટા માધવદાસ,
વંદરાવનદાસ પુરશોતમ પોતે,
હેતે ઘણા હુલાસ. દેવ કોપ૦ ૧૦૩
શેઠ સુંદરદાસ મુળજી મોટા,
તાજાછે તાપી દાસ,
નાનજી મોરારજી માહાલે,
પ્રસીધ પોતે પાસ. દેવ કોપ૦ ૧૦૪
જીવરાજ બાલુ કુંડમાં આલુ,
વિશ્રામ માધવજી નો મત;
વીજ ભુખણદાસ ઠાકોરદાસ ઠરીઆ,
જે બોલ્યા તે સત. દેવ કોપ૦ .૧૦૫
ખુશાલદાસ ઘેનાભાઇ આદે,
રામજી પુરશોતમ;
રામજી માધવજીના મનમાં,
શાણી વાતોમાં સમ. દેવ કોપ૦ ૧૦૬
લક્ષમીદાસ ખીમજી ખબરદાર,
મોરારજી ગોકુળ ગુણ ગાઇ;
કાવસજી જાંહાંગીરજી જોડ,
વળી બેહેરામજી જીજીભાઇ. દેવ કોપ૦ ૧૦૭
સોરાબજી શાહાપુરજી સારાં,
જે રાજ પીરભાઈ પ્રસિદ્ધ;

મંચેરજી નવરોજી મોટા.
રૂડીછે જેની રીધ. • દેવ કોપ૦ ૧૦૮
ધરમશી પુજા ભાઈ પોતે,
કેવા કેશવજી નાએક;
ખટાઉજી મકનજી મોટો,
લક્ષણવંત લાએક. દેવ કોપ૦ ૧૦૯
વાહારીઆજીનાં મોટાં મોટીબાઇ,
પારશી પુર પ્રખ્યાત;
નસરવાનજી માણકજી પીટી.
વાંચેકે સૌનો વિચાર. દેવ કોપ૦ ૧૧૦
વીજભુખણદાસ આતમારામ ભાઈ,
જેશામભાઈ નારણદાસ;
ઉતાવળા હીમતભેર આવ્યા,
રાજનગરમાં નીવાસ. દેવ કોપ ૧૧૧
હાવી આફતમાં આ વેળા આવી,
સમાવ્યા સૌના શોક;
પરઉપકાર કર્યા પરમારથ,
ધન ધન મુંબાઈના લોક. દેવ કોપ ૧૧૨
શેઠીઆની સૌ સભામળી ને,
નાણાં અતીશે અપાર;
સાઠ હજાર શ્રવણે સાંભળીઆ,
ગવરનર મીટીગ કરશે તેયાર. દેવ કોપ૦ ૧૧૩

વીરક્ષેત્ર વડોદરૂ વસ્તુ
ગુણશાળી ગોપાળ મઝાર;
ગાયકવાડીના ગામ વિશે,
તા ટીપો થાય તૈયાર. દૈવ કોપ૦ ૧૧૪

મુંબાઈ સુરત વળી વડોદરૂં,
સૌએ રહેતા સાજ;
ધરમ કામમાં ધાઈ ઉઠેછે,
પરથમ પુનના કાજ, દૈવ કોપ૦ ૧૧૫

કલેકટરે શેઠ કાવસજીને,
અંન મગાવ્યું હજુર;
ગરીબ લોકોને તમે વહેંચી સકશો.
નીરખ્યાં એવાં નુર. દૈવ કોપ૦ ૧૧૬

નદી તેડનાં ગામ તણાયા,
ભુખે મરે જે જંન;
ગાડા ભરીને ગામ મોકલો,
કાપડની જોડે અંન. દૈવ કોપ૦ ૧૧૭

સુતાર કડીઆ કુંભાર મજુર,
રોજ જો ઓછા અપાય;
હૈયણમાંથી કાઢી નાંખેલાં,
તો પાછાં ઘર બંધાય. દૈવ કોપ૦ ૧૧૮

ઘણા ઘણા ગામ ગયા તણાઈ,
હતાં નદીને તીર;

લખ્ખો જીવ તણાઈ ગયા કંઈ,
રહેશે તેને કેમ ધીર. દૈવ કોપ૦ ૧૧૯
વળાદ કરાઈ ચાલોડા કોતરપર,
ઘર પડાં ઘણાં ધધડાટ;
રેલવેલ પરને શેહેર કોટડા,
સાહાવાડી તાણ્યું સસડાટ. દૈવ કોપ૦ ૧૨૦
આસપર પીપળાજ નવુ પરને,
પાલડી કાકરમાં પુર;
ટીબા મહીધરા તરતજ તાણ્યા,
નીરમાં સૌએ નુર. દૈવ કોપ૦ ૧૨૧
રાયસા કોબા ભાટ સુઘડપર,
ભલુ ભારે જે ભાટ;
અચેર વાડજને નવુપર,
પાંણી પુષ્કળના ઠાઠ. દૈવ કોપ૦ ૧૨૨
કોચરબ પાલડી ને મોટેરા,
વાડને ઝાડનું નુર.
મીઠાખળી માદલપરામાંહી;
જામફળીઓ ગઇ જરૂર. દૈવ કોપ૦ ૧૨૩
સાંણંદનાં ગાંમમાં સપાટો;
ધોળકે ધુમ મચાઈ,
બહુ બીચારા ગામના લોકોનુ,
તરત ગઉ તણાઈ. દૈવ કોપ૦ ૧૨૪
બકરાં બળદ ગાઓને ભેંસો,

કેહેવાની નવ રહી વાત;
જે જંન ઝાડે ચડા તે બચીઆ,
બાકી પોચુ ખંભાત. દેવ કોપ૦ ૧૨૫
બાત ગડદા પાટુ કોઈને મુકી,
કાઈ થઆં કચર ઘાંણ;
સાથરોવાળી સુવાડયાં કંઈના.
સોમ ખેતર નીરવાંણુ. દેવ કોપ૦ ૧૨૬
ગરીબના ઈશ્વર છે બેલી,
શ્રી હરી કરશે સુખ;
વારે વારે દુખ હાવું ન દેશો,
દુર કરોને દુઃખ. દેવ કોપ૦ ૧૨૭
તરવાડી મેવાડા બ્રાંમણ,
રાજ નગર મોઝારે;
સોભીતી પોળ સુતારવાડાની,
રેહેતા તેણે ઠાર. દેવ કોપ૦ ૧૨૮
ઉપજ પ્રમાણે નીપજ કીધી,
કવીએ કીંકર દાસ;
બાદુ પ્રકાસની જુગતી જાંણે,
ગુણ ગાએ ઇચ્છારાંમ બ્યાસ. દેવ કોપ૦ ૧૨૯
એકસો ત્રીસમાં તાજુ કીધું,
સાંભળતાં પોંચે કોડ;
બ્યાસ ઇચ્છારામ કહે વીનવી,
બોલો જે જે શ્રી રણછોડ. દેવ. કોપ૦ ૧૩૦

## ગરબો.

માહા ક્રોપ થયો તે કળી કાળમાં જો,
સુરત શેહેર બળયું તે અગ્નિ ઝાળમાં જો. એ રાગની.
અમદાવાદમાં તે રેલ રોળ વાળીઓજો;
ગરીબ ગરબાને તો દુનીઆમાંથી ટાળીયોજો. ટેક.
ભાધરવા વદ અષ્ટમી સોહામણીજો;
નીર નીરખીઆ રહીઅત ધભરાઈ ઘણીજો. અમદા૦ ૧
હાથો વરસાદ વરસ્યો મોહોટા પહાડમાંજો;
જળ તાંણી લાવ્યુ ઝાઝા ઝાડમાંજો. અમદા૦ ૨
તાતુ પાંણી આવ્યું તાજા ટેકમાંજો;
પુલ પાડી નાંખ્યા ઘડી એકમાંજો. અમદા૦ ૩
બરપુરમાં તો ભુંગળાં ભાગી ગયાંજો;
ભુંઈમાં ડટાએલાં હડધાં અટકી રહાંજો. અમદા૦ ૪
સાબરમતીનાં પાંણી પેઠાં સેહેરમાંજો;
ક્રોધ કારમો કરયો વળી વેરમાંજો. અમદા૦ ૫
ઘર મુકી જીવ બચાવવા બહુ જાયછેજો;
તેમ તેમ પાણી પુંઠળ તેની થાયછેજો. અમદા૦ ૬
કોઈનાં છાપરાં છજાં છટકી ગયાંજો;
કોઈના અડધાં પડયાંને અટકી રહ્યાંજો. અમદા૦ ૭
તાજા કરાવેલાં ટપોટપ તુટીઆંજો;
ગોળી ઘડા ગાગર ફટો ફટ ફુટીઆંજો. અમદા૦ ૮
કોઈની ઈમારતો હવેલીઓ ઉંચી અડીજો;

કોઈની પાસાભેર કોની લાંબી પડાજો. અમદા૦ ૯
બાગ બગીચાને બંગલા બેસી ગયાજો ;
સાહેબ શેઠના હવાલ હેવા થયાજો. અમદા૦ ૧૦
કોઈ ચગદાયાથી ચીસો પાડે ઘણીજો ;
બુમો પાડે વાતો સુણે કોણ તે તણીજો. અમદા૦ ૧૧
રાંધ્યાં અંન પણ જંનકો જમે નહીંજો ;
રએ પાણી આવશે આપણે અંહીજો. અમદા૦ ૧૨
જીવ તાળુવે સૌ લોકોનો ટળટળેજો ;
બાળક બુઢાં બેઠાં બીચારાં વળવળેજો. અમરા૦ ૧૩
બરૂ આંનપર રાવખડ રેલી નાંખીઉજો ;
સારા સાહાપુરમાં કોઈનુ નવ સાંખીઉજો. અમદા૦ ૧૪
કેર કારંઝામાં કરી ચૌટે ચાલીઉજો ;
પતાસાની પોળ સુધી પાંણી આવીઉજો. અમદા૦ ૧૫
મોહોટા માહારાજ સાંણા થઈ સટકી ગયાજો ;
આવી આચારજીમાં તે તો રહ્યાજો. અમદા૦ ૧૬
મુળગુ માધવપરૂ તો રેહુ નહીજો;
બારડોલપરૂ તો બેસી ગયુંકે તહીજો. અમદા૦ ૧૭
અંબાજીને ગંગાજી તો તેડી ગયાંજો ;
પાડ્યું દેહેરૂ ને હુધાડાં એતો રહ્યાંજો. અમદા૦ ૧૮
કાંપમાં તે કેર કેવા વળતી વાળીઓજો ;
નાઠા સોજંનને સૌકો પાડે તાળીઓજો. અમદા૦ ૧૯
વાંણીઆ વેપારી લોકો ઘણા વળવળેજો ;

કરમે કાટમાં રહ્યાં તેથી કળકળેજો. અમદા૦ ૨૦
કોઈ સ્ટેસન ઉપરે આવી રહ્યાજો;
કોઈ ગાડીમાં બેસીને ગામોમાં ગયાજો. અમદા૦ ૨૧
સુસવાટે સારંગપરમાં આવ્યું ઘણુંજો;
જોર કમતી નથી દેખાતું તે તણુંજો. અમદા૦ ૨૨
સાહેબ બારડોલે મેહેનત કરી બહુજો;
તસ્દી લીધી કલેકટરે કેટલી કહુંજો. અમદા૦ ૨૩
નદી તીરે ગામ ઝાઝાં તાંણીઆંજો;
હાવાં ખોટાં ખરચ સીદ આંણીઆંજો. અમદા૦ ૨૪
ઘાંચી મોચીનો ઘાંણ ઘણો વાળીઓજો;
ગરીબ કંગાળને દુનીઆંમાંથી ટાળીઓજો. અમદા૦ ૨૫
એક ક્રોડ નવ લાખનુ નુકસાંનછેજો;
મોટી મુંબાઈને આ સમે સનમાંનછેજો. અમદા૦ ૨૬
મુંબાઈ સુરત ભરૂચે બાલાસ બહુ કરીજો;
અંન કાજે ટોપા તુરત તાજી ફરીજો. અમદા૦ ૨૭
શેઠ કાવસજીએ બાલાસો તો બહુ કરીજો;
જાંન બચાવ્યા હીમત હેડે અતિ ધરીજો. અમદા૦ ૨૮
હવે ઇશ્વરની પાસે માગુ એટલુંજો;
સુખ દેજો દુખ દીધું હોય તેટલુંજો. અમદા૦ ૨૯
ગરબો ગાય સીખે ને સુણે ભાવથીજો;
બાસે કીધો બુધીના બનાવથીજો. અમદા૦ ૩૦
સુણ્યા સાંભળ્યાથી દુખ દુર થાયછેજો;
દાસ વ્યાસ ઇછારાંમ ગુણ ગાયછેજો. અમદા૦ ૩૧

# गरबी.

ઓ જસોદાજી આવડો લાડકવાયોરે લાલન કીજીએ. એ રાગ

જયરેલ આવી અમદાવાદમાં ઘરનો ધાણજ વાળ્યો,
મોટા મનુશનો હેયા કરો હરખજ સૌનો ટાળ્યો. ટેક.
સાબરમતીની શોભા ભારી.
નાહાવા ધોવા જાએ નરનારી;
તેથી રહેતા સો આણંદકારી. જય રેલ૦ ૧
પેહેલી વરસાદે વાટ જોવરાવી,
કલેક્ટરે ઉજાણી કરાવી;
બ્રાહ્મણને લાડુ ખવરાવી. જય રેલ૦ ૨
પછે ગંગાજી ગાજી ઉઠયાં,
છોળકારે પાણી બહુ છુટયાં;
રૈયતના ઉપર અતી રૂઠયાં. જય રેલ૦ ૩
પુલ ઉપર પુર જોવા આવ્યા,
લાખીણા લોકો બહુ હરખાવ્યા;
વાજીંત્ર વધામણાં સો લાવ્યા. જય રેલ૦ ૪
શેહેર સઘળામાં પેઠું પાણી,
લોકો સોએ વાતો જાણી;
હવે કયાં જઇએ લેશે તાણી. જય રેલ૦ ૫
આખી રાત ઉચાટ હેડે કરતા,
ધીરજ મનમાં કોઈ નવ ધરતા;
ફાનસ લઇને સૌએ ફરતાં. જય રેલ૦ ૬

ઘાંચી મોચીનો ઘણો ઘાણ વાળ્યો,
હાવો દિવસ કદી નહોતો ભાળ્યો;
દુનિયાંમાંથી તે દૂર ટાળ્યો. જંઘ રેલ૦ ૭

કોઇનાં છોબંધ છાપરાં ગયાં છટકી.
ઝાઝા જનને લીધા ઝટકી;
કુંઇ અડધાં પડયાં ને રહ્યાં અટકી. જઘ રેલ૦ ૮

સૌના ઘરમાં પાણી ઘસીઉં,
કુવા ભુવા પડયા તેથી ખસીઉં,
લોક જોવા જાય જે હોય રસીઉ. જઘ રેલ૦ ૯

રાતે લોકોનાં ઘર પડતાં,
દબાયા બહુ રૂદન કરતાં;
વગર મોતે તે તો મરતાં. જઘ રેલ૦ ૧૦

રાયખડને તો રોળી નાખ્યું,
સાહાપુરમાં કોઇનું નવ સાંખ્યું;
માધવપરૂં ભલું ભાંખ્યું. જઘ રેલ૦ ૧૧

બારડોલપરૂ તો બેશી ગયું,
ફુલપરામાં કોઇ નવ રહ્યું;
અણધાર્યું આવું કયાંથી થયું. જઘ રેલ૦ ૧૨

ગોળ ખાંડ તણી તો એળા થઇ,
કાચબા જેવાં કુલ્લાં તરતાં તંઇ;
અંબાજીને ગંગાજી ગયાં લઇ. જઘ રેલ૦ ૧૩

દેડકાં જેવાં નાળીએર દેખાતાં;
કાચ કમાડ જાણે મછ માતાં,
પેટી પટારા જાણે વહાણ જાતાં. જઘ રેલ૦ ૧૪

સકંચામાં દીધા સપાટા,
ઘણા લોકોના ચાલે ગપાટા;
ઝેરી જળે દીધા બહુ ઝપાટા. જઘ રેઘ ૧૫

પાછ્યાવાડીનો પુલ તોડ્યો,
તેનો થાંભલો દરબડતો દોડ્યો;
આવી આ પુલનો સાથ અડ્યો. જય રેલ૦ ૧૬
બે સીપાઈ પુરમાંહે પડીઆ.
છોળેથી છાપરે જઈ અડીઆ;
એક આદમી એમાંથી જડીઆ. જય રેલ૦ ૧૭
વેપારી માત્ર તો સૌ રોયા,
માધવપરામાં જે જન સો'યા;
ખરા લાભ લાખીણા તે ખોયા. જય રેલ૦ ૧૮
ઘણાં ઘરનાળાં તોડી નાંખ્યાં,
સારા જનના તો નવ સાંખ્યાં;
ખાવાને તેને નવ રાખ્યાં. જય રેલ૦ ૧૯
કોટ તોડીને પાણી પેઠાં,
દુખ દુરબળ કેમ લાગે મીઠાં;
ત્રણ દરવાજા આગળ બહુ બેઠાં. જય રેલ૦ ૨૦
બાગ બગીચા બંગલાવાળા,
ભલી રીત થકી સૌને ભાળ્યા;
મારી ઠોકરને કીધા ઠાલા. જય રેલ૦ ૨૧
સરકારે સાહ્ય કરી લોકોની,
સંભાળ કોણ કહાડે કો કોની;
ખબર સાંભળી પછી પોકોની. જય રેલ૦ ૨૨
નુકસાનનું નવ થાએ લેખું,
પોલીસનું કામ પાકુ પેખું;
ઘરે ઘણું પડ્યાં દોદશ દેખું. જય રેલ૦ ૨૩
માણસની પેરે ઘર મળતાં,
પેઠું પાણી તેથી તે પડતાં;
જાણે વીવેકની વાતો કરતાં. જય રેલ૦ ૨૪
વળી વરસાદની તો થાએ હેલી,
આવી સાબ્રમતી દોડી વેહેલી;